# જૈન

યાને

# જૈન શ્વે. તેરાપંથી ધર્મ

પ્રકાશક

શા. કસ્તુરચંદજી સુરજમલજી ચોધરી

બરનગર (માલવા)

મુદ્રક

નટવર એમ. વીમાવાળા

"ગાંડીવ" મુદ્રણાલય, હવાડિયો ચકલો, સુરત.

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૦ | ૧૫ | નીદુ છુ | નિંદુ છુ |
| ૮૦ | છેલ્લી | હું નીદુ છુ | હું નિંદુ છું |
| ૮૧ | ૫ | નાનાલાયક | નાલાયક |
| ૮૨ | ૧૭ | અજાણ્યુ | અજાણ્યું |
| ૮૨ | ૨૩ | હાંડકા | હાડકા |
| ૮૭ | ૨ | રામચંદ | રામચંદ્ર |
| ૮૭ | ૧૩ | અકાન્તીક | એકાંન્તીક |
| ” | ” | દુખનો | દુ:ખનો |
| ૯૧ | ૬ | કરૂ છુ | કરૂં છું |
| ૯૨ | ૧ | કરૂ | કરૂં |



## સાવદ્ય

જૈન પ્રવચન વર્ષ ૧૨મું અંક ૨૫-૨૬ ચૈત્ર સુદ ૯ તા. ૬-૪-૪૧ પાનુ ૨૮૦

સાધુઓ માટે કંઈ પણ **સાવદ્ય** કહેવું એ કોઈ પણ રીતે કલ્પે નહી.

## હીંસા

શ્રી જીનેશ્વરદેવનું પુજન કરનાર, એતારકની આજ્ઞાને કલ્યાણકર માનનાર, અને બાર વ્રતને ધારણ કરનાર એવા પણ શ્રાવકો તપાવેલા લોઢાના ગોળાની ઉપમાંથી બાકાત રહી જતા નથી કારણ કે તે જ્યાં જાય ત્યાં જીવોની વીરાધના તો એના કપાળે લખાયેલી જ છે ને! છકાયની વીરાધના વિના તો એ જીવતો જ નથી

## નીસિહી

શ્રાદ્ધ વિધી ભાષાંતર રચનાર શ્રીમદ શ્રી બુદ્ધીસાગરસુરી પાનુ ૧૬૧ ચૈત્યવંદન કરવા સમયે દ્રવ્ય પૂજાનો **ત્યાગ** કરવા રૂપ ત્રીજી નીસિહી જાણવી.



# અનુક્રમણીકા

# શુદ્ધિપત્ર

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૭ | વિનંતિ | વીનતી |
| ૬ | ૧૩ | ને | તે |
| ૬ | છેલ્લી | માગ | માર્ગ |
| ૧૬ | ૧૧ | વગ | વર્ગ |
| ૨૩ | ૨ | સ્વરૂપ | સ્વરૂપ |
| ૨૩ | ૧૨ | ભગવાવ | ભગવાન |
| ૨૪ | ૨૨ | પચ્ચુખાણ | પચ્ચખાણ |
| ૨૫ | ૨ | આત્માનુ | આત્માનું |
| ૩૧ | ૮ | આગષ્ટ | ઓગષ્ટ |
| ૧ | ૩ | આચાય | આચાય |
| ૨ | ૧ | સવ | સર્વ |
| ૨ | ૧૦ | નિર્દે | નિર્દે |
| ૯ | ૩ | પ્રકારતા | પ્રકારના |
| ૯ | ૧૦ | તદન | તદ્દન |
| ૯ | ૧૫ | સ્વચ્છની | સ્વચ્છંદ્રી |
| ૧૨ | ૪ | હીસા | ડીસા |
| ૧૪ | ૧ | સુદર | સુંદર |
| ૧૮ | ૧૩ | તીર્થકરો | તીર્થંકરો |
| ૨૨ | ૧૮ | ઉધીપ્રવતી | ઉંધી |
| ૨૩ | ૨૧ | શમાધાનકાર | સમાધાનકાર |
| ૨૪ | ૨૦ | બીજાથી | બીજાની |

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૦ | ૧૫ | નીદુ છુ | નિંદુ છુ |
| ૮૦ | છેલ્લી | હું નીદુ છુ | હું નિંદુ છું |
| ૮૧ | ૫ | નાનાલાયક | નાલાયક |
| ૮૨ | ૧૭ | અજાણ્યુ | અજાણ્યું |
| ૮૨ | ૨૩ | હાંડકા | હાડકા |
| ૮૭ | ૨ | રામચંદ | રામચંદ્ર |
| ૮૭ | ૧૩ | અકાન્તીક | એકાંન્તીક |
| ” | ” | દુખનો | દુઃખનો |
| ૯૧ | ૬ | કરૂ છુ | કરૂં છું |
| ૯૨ | ૧ | કરૂ | કરૂં |



# અર્પણ પત્રિકા

**શ્રીમદ્ રાજચંદ્રજીને અર્પણ!**

જૈન શ્વેતાંબર અને જૈન દિગંબર સંપ્રદાયોમાં તેમજ જૈનેત્તર સંપ્રદાયોમાં શ્રીમદ્ રાજચંદ્રજીનું નામ ઘણું જાણીતું છે. એક જ્ઞાની પુરૂષ તરીકે તેમની ખ્યાતિ વિશેષ છે. શ્રીમદ્ રાજચંદ્રજી તે સ્થાનકવાસી જૈન હતા કે મૂર્તિપૂજક શ્વેતાંબર હતા કે દિગંબર જૈન હતા કે વેદાંતી હતા. એ પ્રશ્નનો ઉકેલ આજ સુધી થઈ શકયો નથી. જ્ઞાની પુરૂષો તો સઘળી સંપ્રદાયમાં હોય છે અને તેનાથી નિરાળા પણ હોય છે. તેમ છતાં જે સંપ્રદાયમાં જેટલા પ્રમાણમાં નિજ સ્વરૂપનું આરાધન થતું હોય તે સંપ્રદાયમાં તેટલા પ્રમાણમાં હતા. આ કાળે આદેશે નિજ સ્વરૂપનું એટલે આત્માનું આરાધન કહો કે શુદ્ધ

ચારિત્ર ધર્મનું આરાધન કહો તે જૈન શ્વેતાંબર તેરાપંથમાં વિશેષે કરીને થઈ રહ્યું છે માટે શ્રીમદ્ રાજચંદ્રજી જૈન શ્વેતાંબર તેરાપંથમાં વિશેષે કરીને હતા. શ્રીમદ્ રાજચંદ્રજીનો ઉદય જૈન શ્વેતાંબર તેરાપંથમાંથી શ્રી સૌભાગ્યચંદભાઈ મારફતે મળેલા 'બીજ જ્ઞાન' કે 'સમકિત'માંથી થયો. આ હકીકત મોરબી નિવાસી કર્મગ્રંથના પ્રખર અભ્યાસી અને શ્રીમદ્ રાજચંદ્રજીને પરમેશ્વર તુલ્ય માનવાવાળા મહાનુભાવ શ્રી ધારશીભાઈ કુશલચંદ સંઘવીજી વારંવાર કહી સંભળાવતા હતા. આ વસ્તુ દરેક મુમુક્ષુ જીવે સમજવા યોગ્ય છે, અંતરમાં ઉતારવા યોગ્ય છે.

કાઠિઆવાડના ઝાલાવાડ પ્રાંતમાં શ્રી લાલજી મહારાજ કે શ્રી લાલા ભગતનું સાયલા ગામ કે ભગતનું ગામ ઘણું જાણીતું છે કે જ્યાં જૈન દશા શ્રીમાળી વણિક જ્ઞાતિમાં ઉત્પન્ન થએલા શ્રી લાલા ભગતમાં શ્રી રામની અનન્ય ભક્તિનો પરમોદય થયો હતો. શ્રી લાલા ભગતના આ સાયલા ગામમાં શ્રી લલ્લુભાઈ નામે આગેવાન જૈન વણિક શેઠ હતા, પૂર્વ પૂણ્યનો ઉદય નબળો થતાં એમની પાસેથી લક્ષ્મીનું સાધન ચાલ્યું ગયું. આવી સ્થિતિમાં એમને સાયલામાં રહેવાનું ઠીક લાગ્યું નહિ. તેથી સાયલા છોડીને મારવાડ તરફ એવી માન્યતાથી ગયા કે ત્યાં મેલા કપડાવાલા જૈન શ્વેતાંબર તેરાપંથના મહાક્રિયાપાત્રો અને મહા પંડિત જૈનચાર્યજી પૂજ્યજી મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી જીતમલજી સ્વામી બિરાજે છે. આ સાધુઓ શુદ્ધ

ચારિત્ર ધર્મનું પાલન કરનારા હોવાથી એમની પાસે કોઈ મંત્ર, તંત્ર, રિદ્ધિ, સિદ્ધિનું સાધન હોવું જોઈએ. 'કે' જે મંત્ર સાધનાના બળથી હજારો લોકો એમની આજુબાજુ રહ્યા જ કરે છે. જે એમની પાસે જાય છે તે આંધળું ભીંત બની જાય છે અને જૈન તેરાપંથનો સ્વીકાર કરી લે છે. શ્રી લલ્લુભાઈ મારવાડના થલી પ્રદેશમાં ગયા. ત્યાં કેટલાક દિવસ સેવા કરી. પછી પૂજ્યજી પરમેશ્વરને એકાંતમાં મળીને પોતાની આર્થિક સ્થિતિની નબળાઈની વાત કરી અને પોતાની આર્થિક સ્થિતિ સુધરી શકે એવો કોઈ ઉપાય હોય તો તેની માંગણી કરી. આથી શુદ્ધ ચારિત્ર ધર્મનું આરાધન કરનારા મહાપુરૂષે સ્પષ્ટ શબ્દોમાં સુણાવી દીધું કે અમારી પાસે તો આત્માને નિર્મલ બનાવ-વાનું સાધન છે અને તે શુદ્ધ ચારિત્ર ધર્મનું આરાધન છે. એજ આત્માનું સાચું આરાધન છે. એજ જન્મમરણના દુ:ખમાંથી મુકત કરાવનારો એકજ મહાન્ ઉપાય છે આ સિવાય અમે બીજું કોઈ આરાધન માનતાજ નથી. ત્યારે શ્રી લલ્લુભાઈએ વિનતિ કરી કે મને આત્માનું કલ્યાણ થાય એવું કાંઈ શિખવો તે ઉપરથી પૂજ્યજી, પરમેશ્વરે શ્રી લલ્લુભાઈ શેઠને 'બીજ જ્ઞાન' કે 'સમકિત'નો ઉપદેશ કર્યો. અને ફરમાવ્યું કે આ 'બીજ જ્ઞાન' કોઈ ભવ્ય આત્માને બતાવશો તો તેના આત્માનો ઉધ્ધાર થશે પછી દેશકાળે પલટો ખાતાં શ્રી લલ્લુભાઈ શેઠ મારવાડમાંથી સાયલે આવ્યા અને સમય વિચારીને પોતાને મળેલું 'બીજ જ્ઞાન' પોતાના પુત્રરત્ન શ્રી સૌભાગ્યચંદને આપ્યું અને

સાથે સમજાવ્યું કે જો કોઈ ભવ્ય જીવ જોવામાં આવે તો તેમને આ 'બીજજ્ઞાન' આપવું કે જેથી એના આત્માનો ઉદ્ધાર થાય. એ પછી શ્રી સૌભાગ્યભાઈએ પોતાના પિતાશ્રી લલ્લુભાઈ શેઠને પૂછયું કે મોરબીના વવાણીઆ બંદરના રહેવાશી કવિરાજ શ્રી રાજચંદ્રજી કે જેઓ અજોડ ધારણાશક્તિ ધરાવે છે અને બહુ જ યોગ્ય પુરૂષ તરીકે પંકાય છે અને હાલમાં મોરબી આવેલા છે અને મારે તરતમાં મોરબી જવાનું છે તો હું આ જૈન શ્વેતાંબર તેરાપંથમાંથી મળેલું 'બીજજ્ઞાન' એમને બતાવું ? શ્રી લલ્લુભાઈ શેઠે તેમ કરવાની હા પાડી. શ્રી સૌભાગ્યભાઈ મોરબી આવ્યા અને કવિરાજ શ્રી રાજચંદ્રજીને મળ્યા અને પોતાની પાસેનું 'બીજજ્ઞાન' એમને બતાવ્યું. ત્યારથી કવિરાજ શ્રી રાજચંદ્રજીનો આત્મા દિન પ્રતિદિન સાવદ્ય કરણીમાંથી નિરવદ્ય કરણી તરફ વળ્યો. એમની સ્વયમેવ ખ્યાતિ થઈ અને શ્રીમદ્ રાજચંદ્રજી તરીકે પ્રસિદ્ધિ પામ્યા.

આ રીતે જૈન શ્વેતાંબર તેરાપંથમાંથી જેમનો ઉદય થયો છે એવા શ્રીમદ્ રાજચંદ્રજીને આ પુસ્તિકા સાદર અર્પણ કરવાની અમે તક લઈએ છીએ.



# પ્રસ્તાવના

કેટલાક ભાઈઓ પૂછે છે કે જૈન શ્વેતાંબર તેરાપંથ એ શું છે? એ તે કોઈ ગચ્છ છે? કોઈ મત છે? કોઈ વાડો છે? કે કોઈ સંઘાડો કે સંપ્રદાય છે? એ તે છે શું? આવા પ્રશ્ન પૂછનારા ભાગ્યશાળી બંધુઓએ સમજવું જોઈએ કે જૈન શ્વેતાંબર તેરાપંથ એ કોઈ ગચ્છ નથી કોઈ મત નથી કોઈ વાડો નથી, કોઈ 'સંઘાડો નથી કે કોઈ સંપ્રદાય નથી પણ અનાદિ કાળથી ચાલતું આવેલું અને સર્વજ્ઞદેવે ફરમાવેલું 'જીનશાસન' છે. જીનશાસનનો પ્રકાશ ભગવાન જીનદેવોએ કરેલો છે તેથી તે સર્વાંગ સંપૂર્ણ પ્રમાણિક છે એમાં શંકાને લેશ પણ સ્થાન નથી. પણ આ દુનિયામાં જે નાના પ્રકારના ગચ્છ મત વાડા, સંઘાડા અને સંપ્રદાયો ચાલી રહ્યા છે તે તો છદમસ્થ જીવોએ કોઈને કોઈ કારણે પાથરેલી સોનેરી જાળો છે. આવી મતગચ્છરૂપી જાળોમાં ભોળાં ભટાક જીવો ફસાય છે.

ભગવાન સર્વજ્ઞ દેવોએ જે પવિત્ર જીન શાસનનો પ્રકાશ અનાદિકાળથી કરેલો છે તે પ્રકાશ તો સાશ્વત છે અને પ્રાણીમાત્રને કલ્યાણનું કારણ છે, પરમ શાંતિનું કારણ છે, અનંત સુખનું કારણ છે, નિર્માણનું કારણ છે, મોક્ષનું કારણ છે. આવું પવિત્ર જીનશાસન તો જગતમાં રહેલા પ્રાણીમાત્રને અભય આપનારૂં છે. એથી જીનશાસન'ની તુલનામાં ગચ્છ, મત, વાડા સંઘાડા કે સંપ્રદાયો

આવી શકે જ નહિ ! ભલે તેવા ગચ્છ મતની જાળ ફેલાવનારાઓ જીન ભગવાનનું કે જીનશાસનનું નામ આપે તેથી તે જીનશાસન કહી શકાતું નથી. જીનશાસનને તો સાક્ષાત્ જીનદેવોએ પ્રકાશેલું છે ત્યારે ગચ્છ, મત, વાડા, સંઘાડા, સંપ્રદાયો અને પક્ષભેદોને તો કોઈને કોઈ કારણ મળી આવતાં છદ્મસ્થ જીવોએ પોતાના છદ્મસ્થપણાને વશ થઈને કાઢેલા છે અને તેવા ગચ્છમતના પ્રવર્તક છદ્મસ્થ જીવોમાં હેત, પ્રીત, લાગણી કે મોહ રાગવાળા જીવો વળગી રહ્યા છે. ગચ્છમતના ચલાવનારાઓ ગમે તેવા પંડિત હોય તો પણ તેઓ છદ્મસ્થ જ હતા પણ સર્વજ્ઞતો નજ હતા. છદ્મસ્થ માત્ર ભૂલને પાત્ર છે. તેથી છદ્મસ્થ પછી તે ગમે તેવો વિદ્વાન કે પંડિત હોય તો પણ તે ક્યારે અને ક્યાં ભૂલ કરી બેસે છે ને કહી શકાય જ નહિ. ત્યારે પરમકૃપાલુ વીતરાગદેવમાં તો તેવી કોઇપણ પ્રકારની ભૂલનો લેશ પણ સંભવ જ હોતો નથી. એથીજ શ્રી વીતરાગદેવનાં સર્વ વચનો ત્રિકાલાબાધિત છે અને સર્વાંગ સંપૂર્ણ પ્રામાણિક છે અને છદ્મસ્થોનાં વચનો કોઈને કોઈ સ્થળે છદ્મસ્થ હોવાને કારણે ભૂલ હોવાનો સંભવ હોવાથી સર્વાંગ સંપૂર્ણ પ્રામાણિક નથી માટે સંપૂર્ણ વિશ્વાસ તો કેવલ શ્રી સર્વજ્ઞ વીતરાગ દેવોનાં વચનો ઉપર જ મૂકી શકાય. પણ ગમે તેવા પંડિત હોય તો પણ છદ્મસ્થોના વચનો ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી શકાય નહિ. માટે સર્વજ્ઞ દેવનાં વચનો જ સર્વાંગ સંપૂર્ણ પ્રમાણ ભૂત છે. સર્વજ્ઞ દેવોએ ફરમાવેલો મોક્ષનો માર્ગ

કે મોક્ષનો પંથ એજ ખરો પંથ છે. એથીજ સર્વજ્ઞદેવે પ્રકાશેલા પંથને સમજુ લોકો કહે છે કે પ્રભુ આ પંથ તારો છે. હે પ્રભુ અમે તારેજ પંથે ચાલીએ છીએ. હે પ્રભુ અમે જે પંથમાં ચાલી રહ્યા છીએ તે પંથ તારોજ છે. હે પ્રભુ યહ પંથ તેરા હે આનું નામ જ જૈન શ્વેતાંબર તેરાપંથ છે. એથી સ્પષ્ટ જાય છે કે એ કોઈ ગચ્છ નથી. કોઈ મત નથી, કોઇ વાડો નથી કોઈ સંઘાડો નથી, કોઇ સંપ્રદાય નથી, કોઈ પક્ષભેદ કે મતભેદ નથી પણ કેવલ અનાદિ કાલથી ચાલ્યું આવતું પરમ પવિત્ર 'જીનશાસન' છે કે જે જીન-શાસન સદાય જયંતુ વરતે છે. જીનશાસનમાં જીનદેવે મુખ્ય તેર વસ્તુઓનું અરાધન કરવાનું ફરમાવેલું છે. આમાં પાંચ મહાવ્રત પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનો સમાવેશ થાય છે. આ રીતે પંચમહાવ્રત અને અષ્ટ પ્રવ-ચન માતાનું અરાધન કરીને અનંતા જીવો આ સંસાર સમુદ્રથી પાર ઉતરીને નિર્વિઘ્ને મોક્ષ નગરીમાં સાશ્વત જીવન જીવવા માટે પધારેલા છે. આ તેર પદા-ર્થનું આરાધન કરવુ એનું નામજ ચારિત્ર ધર્મ છે. ધર્મનું આરાધન કરવાથીજ આત્માને વળગેલાં કર્મોની નિર્જરા થાય છે, આત્મા નિર્મલ થાય છે, આત્મા સર્વાંગ સંપૂર્ણ કર્મમલ રહિત થાય છે અને મોક્ષ કે નિર્વાણપદને પામે છે. આવી જાતના ચારિત્ર ધર્મનું આરાધન કરવું એનું નામજ આત્મચિંતવન છે. એનું નામજ આત્મામાં આત્માની શોધ કરવી એ છે. એનું નામજ આત્મ સમાધિ છે. ચારિત્ર ધર્મનું રૂડે

પ્રકારે આરાધન કરનારનેજ આત્મ લાભ પ્રાપ્ત થાય છે. આત્મામાં રમણતા એજ ચારિત્ર ધર્મનું મુખ્ય લક્ષણ છે. આત્મા તો આત્મા વડેજ કે આત્મામાંજ પ્રાપ્ત થાય છે. ચારિત્ર ધર્મ છે એજ આત્માનું મોટામાં મોટું આરાધન છે. આત્માનું આરાધન કરવારૂપ ચારિત્ર ધર્મ પાળવાથીજ આત્માનો સાક્ષાત્કાર થાય છે, આત્માનો અખંડ અનુભવ થાય છે, કેવલજ્ઞાન પ્રગટે છે અને સિદ્ધ થાય છે. આ રીતે ચારિત્ર ધર્મનું આરાધન કરવાથીજ પ્રભુપદને પામી શકાય છે માટે ચારિત્ર ધર્મનું આરાધન એજ પ્રભુનો પંથ છે. માટે ચારિત્ર ધર્મનું આરાધન એ હે પ્રભુ તારો પંથ છે, યહ પંથ તેરા હૈ એથી જૈન શ્વેતાંબર તેરાપંથ એજ પ્રભુનો પંથ છે કે પ્રભુએ પ્રકાશેલો પંથ છે કે મોક્ષ પંથ છે.

શ્રી જીનદેવોએ 'જીનશાસન' અનાદિ કાળથી પ્રકાશેલું છે. અનંતા જીન દેવો થઈ ગયા અને અનંતા થશે. સર્વ જીનદેવોનું શાસન એક જ પ્રકારનું છે. ચારિત્ર ધર્મનું આરાધન એજ ખરેખરૂં 'જીનશાસન' વર્તમાન યુગમાં છેલ્લા તીર્થંકર શ્રમણ ભગવાન શ્રી મહાવીર પ્રભુએ પ્રકાશ્યું હતું. એ પછી ત્રણ વખત તો બાર દુકાળી પડી, કેટલાક છદ્મસ્થ આચાર્યોએ મતભેદ ઉભા કર્યા એથી કાળ દોષે અને છદ્મસ્થપણાને દોષે 'જીન-શાસન' શુદ્ધ હતું તે મિશ્ર પ્રરૂપણાવાળું બની ગયું. છતાં જીનદેવોએ પ્રકાશેલા અને સકલ સંઘે કબૂલ રાખેલા 'દ્વાદશાંગી વાણી અને એને અનુકુલ પિસ્તાલીશ આગ-

મૂળ પાઠોમાં 'જીનશાસન' જેવું ને તેવું સદાય જયવંતુ વરતતું રહ્યું છે. આવા પવિત્ર 'જીનશાસનમાં જે પાછળથી મિશ્ર પ્રરૂપણાનો દોષ દાખલ થઇ ગયો હતો તેનું સર્વાંગ સંપૂર્ણ સંશોધન કરીને શ્રુતકેવલી સમા ભગવાન શ્રી ભીખમજી સ્વામીએ મિશ્ર પરૂપણા દોષ' દૂર કરીને 'શુદ્ધ જીનશાસન' ભવ્ય જીવોના કલ્યાણ માટે ફરમાવ્યું, આવું શુદ્ધ 'જીનશાસન' અનાદિ કાળથી ચાલ્યું આવે છે અને સદાય સાશ્વતું અનંતકાળ સુધી જયવંતુ વરતશે. આથી સ્પષ્ટ સમજાશે કે જૈન શ્વેતાંબર તેરાપંથ છે એજ શુદ્ધ 'જીનશાસન' છે. પણ એ કોઇ ગચ્છ, મત, વાડો, સંઘાડો, સંપ્રદાય કે પક્ષભેદ નથી જ.

શ્રુતકેવલી સમા ભગવાન શ્રી ભીખમજી સ્વામીની નવમી પાટે હાલમાં વીતરાગ સમા આગમ નિગમના પારગામી જૈનાચાર્યજી પૂજ્યજી મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી તુલસી રામજી સ્વામી બિરાજે છે અને પોતાના ધર્મપાદથી મારવાડમાં થલી વગેરે પ્રદેશને પાવન કરે છે. એમનું ચારિત્ર ધર્મનું આરાધન ભારતવર્ષમાં આજે તો અજોડ છે.

આવા શુદ્ધ જીનશાનની કેટલીક માહિતી આપવા માટે જુદે જુદે સ્થળેથી 'જીનશાસન'ને મળતાં આવતાં વચનોનો સંગ્રહ કરેલો છે. આમાં શ્રી સિદ્ધચક્રમાંથી જે વચનો પવિત્ર 'જીનશાસન'ને મળતાં આવ્યાં છે તે અને જે વચનો 'જૈન પ્રવચન'માંથી અને બીજે સ્થળેથી મળતાં આવ્યાં છે તેનો સંગ્રહ આપેલો છે. આ રીતે

છદ્મસ્થોના વચનોમાંથી પણ કેવલ ગુણ બુદ્ધિથી જે વચનો 'જીનશાસન'ને પોષક જણાયાં છે તે સંગ્રહેલાં છે. આ એક લોક કલ્યાણનું અતિ ઉત્તમ કાર્ય કરેલું છે. આમાં અનુકંપા, અવ્રત, અહિંસા, સર્વ અનર્થનું મૂળ દ્રવ્યજ છે, આધાકર્મી, ગૃહસ્થ ધર્મ, મોહ, સર્વ જીવ સરખાજ છે. ત્યાગ, તીર્થ, દયા, દાન, સાધુ ધર્મ, પ્રભુ પૂજા, ઉપવાસ અને પારણું, પુણ્ય, મિથ્યાત્વ, મોક્ષ, વારસો, સંવર, સંસાર, સાવદ્ય અને નિરવદ્ય, સામાયક વગેરે વિષયોનો સંક્ષેપે સંગ્રહ કરેલો છે. એથી આ પુસ્તિકા જેમ જૈન શ્વેતાંબર તેરાપંથી ભાઇઓને ઉપકારી છે. તેમજ ગચ્છ, મત, વાડા, સંઘાડા, સંપ્રદાય કે પક્ષ ભેદની જાળમાં ભક્તિભાવ ધરાવનારા ભવ્ય જીવોને પણ તેટલી જ ઉપકારક છે. આ પુસ્તિકા પ્રગટ કરવાનું માન 'શ્રી જૈન સ્વેતાંબર તેરાપંથી સભા' કલકત્તાને ફાળે જાય છે.

તા. ૨૩-૩-૪૧

૧૭૨, હોર્નબીરોડ, કોર્ટ મુંબઈ,

ગોકુલદાસ નાનજીભાઈ
ગાંધી

# શરૂઆતના બે બોલ

"જૈન ધર્મ" ઉર્ફે "જૈન શ્વેતાંબર તેરાપંથી ધર્મ" નામની, પુસ્તિકા મેં તપાસી છે. એમાંથી શુદ્ધ જૈન ધર્મની કેટલીક માન્યતાઓ ઉપર નવો પ્રકાશ મળી આવે છે.

હાલમાં જે જૈન ધર્મ ચાલે છે તે ખરૂં જોતાં મિશ્રધર્મ છે. શ્રમણ ભગવાન મહાવીર પ્રભુના નિર્વાણ પછી કેટલેક વરસે જૈન ધર્મમાં ચૈત્યવાસ પ્રગટ થયો અને જંતર મંતર દોરા ધાગાની શરૂઆત કરવામાં આવી ત્યારથી જૈન ધર્મમાં વિકાર થવો શરૂ થયો. કેટલાક બ્રાહ્મણ વિદ્વાનો જૈન ધર્મમાં સાધુ તરીકે ખ્યાતિ પામ્યા. એમણે પણ બ્રાહ્મણ ધર્મના કેટલાક મળતા જેવા દેખાતા વિચારો જૈન ધર્મમાં દાખલ કરી દીધા. બૌદ્ધ ધર્મ અને ગોશાલકજીના આજીવિકા પંથની પડતી થતાં અને તે સંપ્રદાયો સમૂળા હિંદમાંથી નાબુદ થતાં એ સંપ્રદાયના અનુયાયીઓ અને એમના આગેવાનોએ જૈન ધર્મનો

આશ્રય લીધો. આવી રીતે જુદી જુદી ધર્મ કોમોનો સમુદાય જૈન ધર્મમાં એકઠો થયો. જુદા જુદા વિચારોનું જૈન ધર્મને નામે મિલન થયું. એ રીતે શુદ્ધ જૈન ધર્મ હતો તે મિશ્ર ધર્મ બની ગયો અને ઘણાં વરસો સુધી આવો મિશ્ર જૈન ધર્મ તે શુદ્ધ જૈન ધર્મના નામથી ભારતવર્ષમાં ચાલ્યો. વિક્રમની અઢાર સદીમાં શ્રુતકેવલી સમા ભગવાન શ્રી ભીખમજી સ્વામી પ્રગટ થયા. એમણે જૈન ધર્મનાં પવિત્ર આગમોનું કેવલ નિષ્પક્ષપાતપણે અવલોકન કરીને એમાંથી શુદ્ધ જૈન ધર્મનો પવિત્ર સિદ્ધાંત તારવી કાઢયો અને લોકો પાસે રજુ કર્યો. આવો શુદ્ધ જૈન ધર્મ એજ તરવાનો સાચો પંથ છે. એજ પંથ પ્રભુનો પંથ છે. હે પ્રભુ યહ તેરા પંથ હૈ. હે પ્રભુ આ પંથ તારો છે. એનું નામજ તેરાપંથ છે. આવા પવિત્ર જૈન શ્વેનાંબર તેરાપંથમાં એટલે શુદ્ધ જૈન ધર્મમાં જે પ્રકારે સંસાર સાગરને તરવા માટે આત્માના આરાધનરૂપ નિરવદ્ય માર્ગ બતાવ્યો છે એ રીતે જે વરતે છે તે સઘળા જૈન શ્વેતાંબર તેરાપંથી છે અને જે એ પ્રમાણે વરતી શકતા નથી તે અનેરાપંથી છે. આવા શુદ્ધ જૈન ધર્મની માહિતી આ પુસ્તકમાંથી મળી આવે છે અને તે હરેક જૈન બંધુએ શાંતિથી મનન કરવા યોગ્ય છે.

કેટલાક જૈનો એવું બોલે છે કે 'અહિંસા પ્રથમો ધર્મઃ' અહિંસા એ પ્રથમ ધર્મ છે પણ કૃપાલુ વીતરાગ દેવ તો બીજુંજ ફરમાવે છે કે 'પઢમં નાણું તઉ દયા'

પ્રથમ જ્ઞાન અને પછી દયા. જ્ઞાન જાણ્યા વગર દયા કોની કરશે અને કેવી રીતે કરશે! જાણવા યોગ્ય તો આત્માજ છે. આત્માને જાણનારજ આત્મા ઉપર અનુકંપા કરી શકે છે. જે પોતાના આત્માને નથી જાણતો તેથી જે પોતાનાં દુખી રહેલા આત્માની અનુકંપા નથી કરી શકતો તે બીજા પ્રાણીઓ ઉપર અનુકંપા શી રીતે કરવાનો હતો! આત્માને ઓળખ્યા સિવાયની અનુકંપા તે સાચી કે નિરવદ્ય અનુકંપા નથી પણ મોહ અનુકંપા તો ક્ષણિક છે અને અને નિરવદ્ય આત્મિક અનુકંપા તે સાશ્વત અનુકંપા છે પા. ૧ એને માટે તા–૧૯–૯–૧૯૩૯ના જૈન પ્રવચનના પૃષ્ટ ૨૯૧નો સધીઆરો આપ્યો છે કે "પોતાના આત્મા ઉપર અનુકંપા પ્રગટયા વિના બીજાના આત્મા ઉપર સાચી અનુકંપા પ્રગટવી એ શકયજ નથી" આ કથન પ્રસિધ્ધ વક્તા જૈનતપચ્છીય આચાર્ય શ્રી વિજય રામચંદ્ર સૂરી-શ્વરજીનું છે. એજ રીતે આત્માને ભૂલીને મોહ અનુકંપા, મોહ દયા કે સંસારી દયાથી પણ આત્માનું કલ્યાણ થતું નથી; માટે એવી માત્ર દયાનો દેખાવ કરનારી મોહ દયા કે જેમાં આરંભ સમારંભ રહેલો છે તે નહિ કરવા માટે પ–૬ આગમોદ્ધારક જૈનાચાર્ય શ્રી સાગરાનંદ સૂરીશ્વરજીના 'સિદ્ધચક્ર' વર્ષ બીજું, અંક ઓગણીશના પૃષ્ટ ચારસે એકાવન ઉપર કહે છે કે 'સુયગડાંગ સૂત્રમાં સ્પષ્ટપણે જણાવ્યું છે તેવીજ રીતે ચૈત્ય અને ઉપાશ્રયને અંગે પણ છકાયનો આરંભ થાય તેથી તે હિંસાનો ઉપદેશ પણ સાધુ આપે નહિ. કુવો ખોદાવવા કે પરબો બંધાવવામાં

વિગેરેમાં લાભ કહી શકાય નહિ. મકાનો કરવાનો ઉપદેશ પણ સાધુથી આપી શકાય નહિ" આ વાકયો બતાવે છે કે વાવ, કુવા, તલાવ, વગેરેમાં લોકો દયા કે અનુકંપા બતાવે છે પણ તે દયા કે અનુકંપા નથી પણ એ નરી સાવદ્ય કરણી હોવાથી સંસારી દયા કે મોહ દયા છે તેથી તે શુધ્ધ જૈન ધર્મ પ્રમાણે ત્યાગવા યોગ્ય છે માત્ર આત્મા જ આરાધન કરવા યોગ્ય છે. તેમજ શુદ્ધ જૈન ધર્મનો સાધુ હોય તે દેરાસર કરાવવાનો, દેરાસરનો પાયો નાંખવાનો, ખાત મુહૂર્ત જોઈ કે જોવરાવી આપવાનો, ઉપાશ્રય કરાવવાનો, વગેરે ઉપદેશ પણ આપી શકે નહિ, કારણ કે એ સઘળાં કામો પ્રત્યક્ષ રીતે સાવધ છે. ગૃહસ્થ લોકો પોતાને માટે પોતાની મેળે ગમે તેમ કરી શકે છે પણ એવાં કામોમાં ભાગ લેવાનો શુદ્ધ જૈન સાધુઓંનો ધર્મ નથી. શુધ્ધ જૈન સાધુ હોય તે તો પંચમહાવ્રત અને અષ્ટ પ્રવચન માતાનું રૂડે પ્રકારે આરાધન કરીને પેતાના આત્માને નિર્મલ બનાવે. પા. ૧૯ શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજ પણ પ્રકાશે છે કે—

"જેહ રાખે પર પ્રાણુને, દયા તાશ વ્યવહારે,
નિજદયા વિણુ કહો પરદયા, હોવે કવણુ પ્રકારે"

આમાં પણ ઉપાધ્યયજી મહારાજ સ્પષ્ટ ફરમાવે છે કે જેણે પોતાના આત્માને ઓળખ્યો નથી, જેણે પોતાના આત્માને ઓળખવા માટે નિરવધ કરણી જાણી નથી તેવો કોઈ લોકવ્યવહારથી પરપ્રાણુને બચાવે કે બચાવવાનો

પ્રયત્ન કરે તો તેને લોકો તો દયાધર્મી તરીકે સંબોધે છે પણ તે ખરેખરો દયાધર્મી નથી પણ વ્યવહાર દયાવાળો કે સંસાર દયાવાળો કે સાવધ દયાવાળો છે. પણ જેણે પોતાના આત્માને નિરવધ કરણી વડે નિર્મલ બનાવ્યો છે તેવો ભાગ્યશાળી પોતાના આત્માને ઓળખતો હોવાથી પોતાના આત્માને સંસાર સાગરમાં ડુબતો બચાવવાની સ્વદયા કરે છે તેથી તેવો જ આત્મજ્ઞાની પોતાની પેઠે બીજાના આત્માઓને તારવાની શુદ્ધ દયા કરી શકે છે. એને માટે જૈન પ્રવચન વર્ષ નવમું અંક અઠાવીશમાં સ્પષ્ટ કહેલું છે કે "સાચો દયાળુ તે છે જે આત્મા પ્રત્યે દયાળુ છે. પોતાના આત્માની દયા જેનામાં પ્રગટી નથી તેનામાં બીજાઓ પ્રત્યે સાચો દયા ભાવ પ્રગટવાનો જ નથી!' આ વચનો ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જેનામાં સ્વદયા પ્રગટી નથી તે પરદયા કરી શકેજ નહિ. સ્વદયા એટલે આત્મદયા. આત્માને ઓળખ્યા વગર આત્મા ડુબે છે કે ઉંચો આવે છે તે શી રીતે સમજી શકાય? આત્મા ડુબતો જણાય તો તેને ઉંચો લાવવાની દયા કરી શકે. આત્મા ઓળખવો હોય તેણે જેણે શુદ્ધ ચારિત્ર ધર્મનું પરિપાલન કરીને પોતાના આત્માને નિર્મલ બનાવ્યો હોય તેવા પવિત્ર જીવન ગુજારનારા સંત પુરૂષોના સંગથી જેમ દિવા વડે દિવો પ્રગટે તેમ આત્મજ્ઞાનીના સંગ વડે આત્માનું ઓળખાણ થાય. આમ ન બને ત્યાં સુધી સર્વ વગર સમજી કરણી છે. એથી તો સંસાર ઘટવાને બદલે

વધી પણ જાય. આવો આત્મ જ્ઞાનીજ અભયદાન આપી શકે છે. એને માટે પા. ૩૦ જૈન પ્રવચન સંવત ૧૯૯૦ તા. ૨૪-૧૨-૩૩ પૃષ્ટ ૩૫૭ ઉપર સ્પષ્ટ વાંચવામાં આવે છે કે "મન, વચન અને કાયા આ ત્રણેના યોગોથી હિંસા ન કરવી તેનું નામ અભયદાન છે. આ અભયદાન શ્રેષ્ઠ છે. તેમજ પા. ૩૧ તા. ૧૦-૬-૧૯૩૪ના જૈન પ્રવચનના પૃષ્ટ ૩૦ ઉપર વાંચવામાં આવે છે કે બેઘડી સામાયકમાં બેસનાર પ્રાણી માત્રને અભયદાન આપે છે." જૈન પ્રવચનની આટલી વસ્તુ જો હરકોઇ જૈન બંધુ સમજે તો શ્રી જીન ભગવાને ભાખેલી દયા તેવો ભાગ્યશાળી બહુજ સ્પષ્ટ રીતે સમજી શકે. શ્રાવક વર્ગનું ખરૂં અભયદાન તો સામાયકમાંજ છે, કારણ કે વીતરાગ દેવોએ સામાયકને તેમજ સામાયકના અર્થને આત્માજ કહેલો છે. જે ભાગ્યશાળી જેટલો સમય સામાયક એટલે આત્માનું આરાધન કરે છે કે આત્મામાં આત્માની શોધ કરે છે તેટલો સમય તે આખા બ્રહ્માંડમાં રહેલા સર્વ જીવોને અભયદાન આપે છે. એનો અર્થ એટલોજ થઇ શકે છે કે જે ભાગ્યશાળી જેટલો સમય સામાયકરૂપ પોતાના આત્માનું આરાધન કરે છે તે ભાગ્યશાળી તેટલો સમય પ્રાણી માત્રને અભય બનાવે છે. આ રીતે ખરૂં જોતાં જે પોતાના આત્માને અભય બનાવે છે તેજ કુદરતી રીતે બીજાઓના આત્માને અભય બનાવે છે. પણ જે પોતાના આત્માના આરાધનરૂપ સામાયક નથી કરતો તે બીજા પ્રાણીઓને અભયદાન આપતો દેખાતો મનાતો હોય

છતાં તે ખરૂં જોતાં અભયદાન આપનારો થતો નથી. આટલું સત્ય સમજાઇ જાય તો જીવ તત્કાલ શુદ્ધ જૈન ધર્મને પામી જાય અને એનું પરમ કલ્યાણ પણ થઈ જાય.

ગૃહસ્થપણાનો ત્યાગ કરીને સાધુપણામાં પ્રવેશવું કે દેહભાવનો ત્યાગ કરીને આત્મ ભાવમાં પ્રવેશવું કે સાવદ્ય કરણીનો ત્યાગ કરીને નિરવદ્ય કરણીમાં પ્રવેશવું એનું નામજ દિક્ષા છે. આવી આત્માના અખંડ આરાધન રૂપ ભાગવતી દિક્ષાજ સર્વ માટે અભયદાનરૂપ છે. આ રીતે દયાનું, અનુકંપાનું કે અભયદાનનું સ્વરૂપ શુદ્ધ જૈન ધર્મમાં ફરમાવેલું છે.

જૈન ધર્મને નહિ સમજનારા કેટલાક ભાઇઓ એવું માની બેઠા છે કે ધન વડે ધર્મ થઈ શકે છે. આના સંબંધમાં પા. ૩ જૈન પ્રવચન, વર્ષ ચોથું અંક આઠમો પૃષ્ઠ એકસો ઓગણચાલીશમું ઉપર વંચાય છે કે "સર્વ અનર્થનું મૂળ પણ દ્રવ્યજ છે." આ વસ્તુ બહુ વિચારવા જેવી છે. દુનિયામાં લોકોને મહામોહ ઉત્પન્ન કરવાનું સાધન કોઇ હોય તો તે ધન કે દ્રવ્યજ છે. માટેજ ધનને સર્વ અનર્થનું મૂળ કહેલ છે માટે ધનમાંથી કદિ પણ ધર્મ લાભ મળી શકે નહિ. સર્વ પરિગ્રહમાં ધન તો રાજા રૂપ છે. જો ધન વડે ધર્મ થતો હોત તો દેવતાઓ ધનનો વ્યય કર્યેજ જાય. ચક્રવર્તિઓએ રાજરિદ્ધિ છોડીને ભાગવતી દિક્ષાઓ શા માટે લીધી? જેને જરૂર હોય તેને ધન આપ્યેજ જાત ને એ રીતે આત્મ

આપણું થતું હોત તો થઈ જાત. પણ તેમ જણાયું નહિં. પણ ધન તો સર્વ અનર્થનું મૂળ જણાયું. એથીજ ચક્રવર્તિઓએ ધનનો પરિત્યાગ કર્યો. ખરૂં ધન તે આત્મધન છે. આત્મામાં અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંત વીર્ય પરાક્રમ છે એજ સાચું ધન છે. એજ સાચો અર્થ છે. એ સાચું ધન તો આત્માનું આરાધન કરવાથીજ મળી શકે છે. આત્મધન એજ સ્વધન છે અને આત્મા વગરનું બીજું ધન છે તે તો પરધન છે અને તે મહા ઉપાધિ રૂપ છે. જે ધન રાખી બેઠા છે તે પોતે જ ઉપાધિ વહોરી રહ્યો છે જે કોઈ બીજાને ધન આપે છે તે બીજાને મોહવશ કે ઉપાધિવાળો બનાવે છે માટે પરધન કે લૌકિક ધન એ તો સંસાર સાગરમાં ડુબી મરવાનું આગેવાન સાધન છે એને નહિ સમજનારાઓ જ ધન વડે ધર્મ કરવાની વાતો કરે છે. આ જોતાં લૌકિક ધન વડે જેટલી કરણી થઇ રહી છે તે સઘળી કરણીઓ સાવધ કરણી છે. નિરવદ્ય કરણી તો આત્મધનની ઓળખાણ કરવાવાળા જે જૈન મુનિઓ છે તે મન, વચન અને કર્મ વડે ધન રાખે નહિ, બીજા પાસે ધન રખાવે નહિ અને જો કોઇ ધન રાખતો હોય તો તેને રૂડું જાણે નહિ પણ આત્મધન પ્રગટ કરવાનો પવિત્ર ઉદ્યમ આદરે. લૌકિક ફંડ ફાળાઓમાં પણ જૈનમુનિ લક્ષ આપેજ નહિ. આ રીતે જૈનમુનિ તો પોતાના આત્મામાં રમતા હોવાથી પારકાની પીડા વહોરતા જ નથી. એને માટે પા. ૪ જૈનઆચાર્યજી શ્રી વિજયલબ્ધિ સૂરીશ્વરજી મહારાજે 'સાંજવર્તમાન' પત્રમાં તા. ૨૫મી મે ૧૯૨૫ના

અંકમાં ખુલાસો કરેલો છે કે "જ્યારે પોતાનો ઉપાશ્રય સળગતો હોય તેનો પણ મુનિને બુઝવવાનો હક્ક નથી ત્યારે પાડોશીના ઘરને માટે મુનિને ચિંતા કરવા જેવું હોય જ શાનું!!! "આ બતાવે છે કે જૈન મુનિઓ પારકાની સારી કે નઠારી લેશ પણ ચિંતા કરે જ નહિ. જે જૈન મુનિનું નામ ધરાવીને પોતાના આત્માનું આરાધન કરવાનું જાણતા નથી, આત્માનું આરાધન બતાવનારા સુગુરૂ જેને ભેટયા નથી એવા નામધારી, વેષધારી કે ભેખધારી ભલે પારકાઓની પીડા વહોરી લેતા હોય, કારણ કે તેવા આત્માનું આરાધન નહિ કરનાર કહેવાતા જૈન મુનિની સઘળી કરણી સાવદ્ય છે. લોકો ભલે તેવી પરપિડા વહોરી લેવાની કરણીને વખાણતા હોય પણ તેથી સંસાર પરિભ્રમણ ગટતું નથી બલ્કે વધે છે, સંસાર પરિભ્રમણનું કારણ મોહ છે. અને એવા મોહનો ત્યાગ કરીને આત્માનું આરાધન કરવું એ મોક્ષ માર્ગ છે. સર્વ સંસારી કરણીનો ત્યાગ કરીને આત્માનું આરાધન કર્યા વગર કોઇનો મોક્ષ થયો નથી અને થવાનો નથી. પા. ૨૯મુ જૈન પ્રવચનના વર્ષ ચોથાના અંક ત્રીજામાં વાંચવામાં આવે છે કે "લોકો છોકરાને દુધ પાય તેને દાન ગણે છે પણ જાણતા નથી કે એ મોહ છે એ કારણે એમાં ધર્મ મનાવવો એ ખોટું છે." આ જોતાં તો જૈન મુનીએ કેવલ આત્મામાં આત્માની શોધ કરવી જોઈએ અને કોઈની પણ પારકી પંચાતમાં પડવુંજ નહિ જોઈએ. છોકરાઓને દુધ પાવું, પંખીને

ચણ નાંખવી, જાનવરોને ઘાસ નાખવું એ સર્વ સંસારી મોહદયા લૌકિકદયા છે. એ સંસારનું સાધન છે. મોક્ષનુ સાધન તો એથીજ જુદું છે અને તે કેવલ આત્માનુ આરાધન કરવું તે છે.

આ સઘળું જોતાં શુદ્ધ જૈન ધર્મમાં ભગવાન જીનદેવની આજ્ઞાજ આગેવાન છે. માટે જૈન ધર્મમાં આગેવાન કે પ્રથમ તો જીન આજ્ઞાજ છે. 'આણાયે તવો આણાયે ધમ્મો.' આજ્ઞામાંજ તપ અને ધર્મ છે. ભગવાન જીનેશ્વરે જે જે આજ્ઞાઓ ફરમાવી છે તે સઘળી આત્માનું આરાધન કરવા માટેજ ફરમાવી છે. પણ આજ્ઞા બહાર છદ્મસ્થોએ ઊભી કરેલી કરણી વડે આત્માનું આરાધન થઈ શકે નહિ. એને માટે પા. ૪૦મુ જૈન પ્રવચન વર્ષ ૯, અંક ૨૭ તા. ૨૦-૨-૩૮ના પૃષ્ટ ૨૮૦ ઉપર કહે છે કે "અનંત જ્ઞાનીની આજ્ઞા એજ ધર્મ છે." ભગવાનની આજ્ઞાઓ પિસ્તાલીશ આગમોના મૂળ પાઠમાં સ્પષ્ટ છે. છદ્મસ્થો કંઈ સર્વજ્ઞ ન હતા. માટેજ છદ્મસ્થોની આજ્ઞાઓ સર્વથા માન્ય હોઈ શકે નહિ.

આ રીતે આ પુસ્તિકામાં જે સંગ્રહ કરેલો છે તે બહુજ ઉત્તમ પ્રકારનો છે. જે કોઈ પોતાના આત્માનું આરાધન જીનદેવની આજ્ઞાઓ લક્ષમાં રાખીને કરશે તેનું પરમ કલ્યાણ થશે.

તા. ૨૬-૩-૪૧, મુંબઈ, ૧૭ હોર્નબી રોડ, કોટ.

**ગોકુલદાસ નાનજીભાઈ ગાંધી**

# કેટલીક સમજુતી.

(લે. ગોકુલદાસ નાનજીભાઈ ગાંધી, મુંબઇ.)

હું પોતે જૈન શ્વેતાંબર તપગચ્છીય છું. તપગચ્છ તો ખરૂં જોતાં પીળા કપડાવાળા સાધુઓનો છે. શ્રાવકોનો ગચ્છ હોય નહિ પણ શ્રાવકોની તો દશા શ્રીમાળી વાણીઆ, વીશા શ્રીમાળી વાણીઆ, દશા ઓસવાળ વાણીઆ, વીશા ઓસવાળ વાણીઆ, દશા લાડ વાણીઆ, વીશા લાડ વાણીઆ, દશા મોઢ વાણીઆ, વીશા મોઢ વાણીઆ, દશા પોરવાડ વાણીઆ, વીશા પોરવાડ વાણીઆ, દશા સોરઠીઆ વાણીઆ, વીશા સોરઠીયા વાણીયા, અગ્રવાલ વાણીઆ, ખડાયતા વાણીઆ, કપોળ વાણીઆ, પાંચા વાણીઆ વગેરે જાતો કે નાતો હોય. આ સઘળા મૂળે તો વૈશ્ય કે વણિક કે વાણીઆ જ્ઞાતિઃ આવી મૂળ એકજ જ્ઞાતિમાંથી જુદી જુદી નાતો અને જાતો બંધાણી. પણ વાણીઆના ગચ્છ બંધાણા

સાંભળ્યા નથી. ગચ્છ તો સાધુ લોકોએ પોતાના સમુદાયમાંથી બાંધેલા છે. ગચ્છ એટલે ભાગ કે ભાગલો. સાધુઓ પણ મૂળે તો નિર્ગ્રંથ હતા. પણ પાછળથી જે સાધુઓ થયા તે મોહરાગના ભરેલા થયા. હુંશાતુંશી અને મમત્વના મહાઉદયને લીધે નિર્ગ્રંથપણું હતું તે તો જતું રહ્યું પણ કહેવા માત્રની શિથિલતાભરી સાધુતા રહી ગઈ. આવા શિથિલાચારમાંથી તાણાતાણ અને ખેંચાખેંચને લીધે આવા ગચ્છવાળાઓએ બીજા ગચ્છોથી જુદા દેખડાવા માટે જુદી જુદી તરેહની પ્રરૂપણા સિદ્ધાંતભેદ ઉભો કરીને કરી છે. જે સિદ્ધાંતભેદના ઝગડા આજ સુધી જેમના તેમ ઉભા છે. આવા ઝગડાઓનું આજ સુધીમાં કોઇએ નિષ્પક્ષપાતપણે નિરાકરણ કરવાનો પ્રયત્ન કરેલ નથી તેમ છતાં જૈન સમાજના સુભાગ્યે મારવાડમાં શ્રુતકેવલીસમા ભગવાન શ્રી ભીખમજીસ્વામીનો ઉદય થયો. એમણે કેવળ નિષ્પક્ષપાતપણે સૂત્ર સિદ્ધાંતનું અવલોકન કર્યું અને અસલ નિર્ગ્રંથ માર્ગને ફરીથી સજીવન કર્યો. આજે જે કોઈ ભાગ્યશાળી ભવ્ય આવા ઉત્તમ સિદ્ધાંત રહસ્યનું બારીકાઈથી અવલોકન કરે છે તે ગચ્છ ભેદોની જાળને ભેદીને બહાર નીકળે છે અને નિરાંતે નિર્ગ્રંથ માર્ગનું આરાધન કરીને પોતાના આત્માને નિર્મલ બનાવે છે. નિર્ગ્રંથ માર્ગ એટલે આત્માનું આરાધન કરવાનો માર્ગ નિર્ગ્રંથ માર્ગ એટલે આત્મામાં આત્માની શોધ કરવાનો માર્ગ નિર્ગ્રંથ માર્ગ એટલે આત્મ ચિંતવન કરવાનો માર્ગ. ખરૂં જોતાં દેહ આત્માની ગાંઠ બંધાઈ ગઈ છે કે ગ્રંથી પડી ગઈ છે આ

ગ્રંથીનો ભેદ કરીને એટલે કે શુદ્ધ ચૈતન્ય ઘન આત્માને દેહથી અલગ સમજીને અને પોતાને આત્મ સ્વરૂપ જાણીને પોતાના આત્મામાં પોતાના આત્માની શોધ કરવી એજ ખરેખરો નિર્ગ્રંથ માર્ગ છે. આવા અત્યુત્તમ નિર્ગ્રંથ માર્ગમાં શુદ્ધ ચારિત્ર ધર્મનું આરાધન કરવું એજ મુખ્ય વસ્તુ છે. શુદ્ધ ચારિત્ર ધર્મના આરાધન વડેજ આત્મા નિર્મલ બને છે કે કર્મથી હળવો થાય છે. આ વસ્તુ સમજવાની જીજ્ઞાસા ધરાવનારે શ્રુતકેવલી સમા ભગવાન શ્રી ભીખમજી સ્વામીના પવિત્ર વિચારોનું નિરાંતે મનન કરવું અને આચરણમાં ઉતારવા. આનું નામજ નિર્ગ્રંથ માર્ગ કે નિર્ગ્રંથ પંથ કે જૈન શ્વેતાંબર તેરાપંથ છે. આવો ચારિત્ર ધર્મ તે શ્રમણ ભગવાવ મહાવીર પ્રભુની આજ્ઞારૂપ ધર્મ છે.

આ જોતાં જુદા જુદા ગચ્છો છે તે સાધુઓએ હુંશાતુંશીથી ઉભા કરેલા એક જાતના ભાગલાઓજ છે દરેક ગચ્છવાળાઓને પાછળથી પોતપોતાના ગચ્છનું મોહરાગને કારણે અભિમાન બંધાયલું હોય છે તેથી હરકોઇ એક ગચ્છના અભિમાનવાળો બીજા ગચ્છને હલકો દેખાડવાનો કે નિહનવ તરીકે સંબોધવાનો પ્રયત્ન કરે છે. આવી જાતના અભિમાનવાળા સાધુઓનાં વ્યાખ્યાન વાણી સાંભળનારા વાણીઆએ પણ મોહરાગને લીધે વગર સમજ્યે પોતાને અમુક અમુક ગચ્છમાં છે એમ ઓળખાવા લાગ્યા. પણ તે વ્યાજબી નથી. કારણ કે ગચ્છ તો સાધુઓનાંજ છે વાણીઆઓની તો જુદી જુદી નાતો કે જાતો છે. મારા વંશપરંપરા પ્રાપ્ત તપગચ્છમાંનાં કેટલાક ભાઇઓ આજે પણ

તપગચ્છનેજ સાચા કે અસલ ગચ્છ તરીકે ઓળખાવે છે અને બીજા ગચ્છને ભલે બહારથી માનતા હોય તેમ દેખાય પણ અંતરથી માનતા હોતા નથી. આવી જાતના માન્યતા કરતાં શુદ્ધ ચારિત્ર ધર્મનું આરાધન તો તદ્દન અલગ છે. આવી માન્યતાઓ વડે કોઇનો મોક્ષ થયો નથી અને થવાનો નથી પણ શુદ્ધ ચારિત્ર ધર્મના આરાધન વડે એટલે કે પાંચ મહાવ્રત અને અષ્ટ પ્રવચન માતા રૂપતેર બોલના આરાધન વડે કે જૈન શ્વેતાંબર તેરાપંથના આરાધન વડે તો અનંતાજીવોનો મોક્ષ થયો છે, થાય છે અને થશે.

ધર્મ તો ભગવાનની આંજ્ઞામાં છે પણ આજ્ઞા બહાર ધર્મ નથી. અત્યારે જૈન સમાજમાં એવી ઘણી વસ્તુઓ ઘુસી ગઈ છે કે જે આજ્ઞામાં નથી છતાં ધર્મની મુખ્ય વસ્તુ તરીકે ઓળખાઈ રહી છે એથી તો જૈન સમાજમાં મોટો ગોટાળો ઉભો થયો છે જો ભગવાન સૂત્રકારે જે આજ્ઞાઓ ફરમાવી છે તેનો બરાબર વિચાર કરવામાં આવે તો આવો ગોટાળો સદંતર નાબુદ થઈ જાય. પણ આવો વિચાર કરી શકે તેવા છે કેટલા? આ એક મહાપ્રશ્ન છે.

પા. ૨જું જૈન પ્રવચન વર્ષ ૧લું અંક ૧૪ તા. ૨૨-૯-૨૯ પૃષ્ટ ૧૪૫ ઉપર વાંચવામાં આવે છે કે મુનિને સર્વથા અહિંસક કહ્યો છે. કારણ કે તેઓએ ત્રિધા ત્રિધા એટલે મન, વચન અને કાયાથી ન કરવું, ન કરાવવું ને ન અનુમોદવું તે મુજબનું સર્વ સાવધયોગનું પચ્ચુખાણ આખી જીંદગી માટે કરેલ છે" આથી સ્પષ્ટ સમજાય છે કે જૈન

મુનિ હોય તે દુનિયાદારીની કોઈ પણ કહેવાતી સારી કે બુરી પંચાતમાં પડે નહિ પણ કેવલ પોતાના આત્માનુ ચિંતવન કરે. કેવલ પોતાના આત્માનું ચિંતવન કરે તે જ ત્રણ કરણ અને ત્રણ જોગથી અહિંસક રહી શકે. જે આત્મ ચિંતવન નથી કરતો, જેને આત્મ ચિંતવનની દિશા સૂજી નથી કે જેને આત્મ ચિંતવન કરનારા એટલે શુદ્ધ ચારિત્ર ધર્મનું આરાધન કરનારા આત્મનિષ્ઠ સદ્‌ગુરૂનો કે મહાત્મા પુરૂષનો યોગ મળ્યો નથી એથી જેને આત્મ ચિંતન કરવાનું સૂજયું નથી એવા કે જેમના હૃદયમાં ગાઢ અંધકાર ભરેલો છે તેવાઓના ત્રણ કરણ અને ત્રણ જોગ શુદ્ધ નહિ રહી શકવાથી કે નહિ હોવાથી હિંસાથી બચી શકતા નથી જે પારકી હિંસા કરે છે તે ખરૂં જોતાં પોતાની જ હિંસા કરે છે. જે પોતાને અભય બનાવે છે તે જ બીજાને અભયદાન આપી શકે છે. આત્માને ઓળખનાર જ પોતે પોતાને અભય બનાવી શકે છે તેથી બીજાને અભયદાન આપી શકે છે માટે અહિંસક રહી શકે છે. મનથી વચનથી અને કાયાથી કોઇ પણ પ્રાણીની હિંસા કરવી નહિ, હિંસા કરાવવી નહિ કે હિંસા કરનાર પ્રત્યે રૂડું જાણવું નહિ. આટલી જ અહિંસાની વ્યાખ્યા પવિત્ર સૂત્રોમાં છે. ધન વડે જીવ બચાવવા, ધન વડે બીજાઓને આશ્રય આપવો એ જૈન મુનિના ધર્મથી બહારની વાત છે એ તો ગૃહસ્થોની ગૃહસ્થ નીતિ છે. ગૃહસ્થોમાં તેવી નીતિ પ્રચલીત છે તેમ છતાં એ વાત ત્રણ કરણ અને ત્રણ જોગમાં આવી શકતી નથી પણ આજ્ઞા બહારની વાત

છે. આમ છતાં હમણાં તો કહેવાતા સાધુઓ પણ ત્રણ કરણ અને ત્રણ જોગને રોકવાનો માર્ગ નહિ સમજતા હોવાથી ધન પરિગ્રહને ફંડ ફાળા દ્વારા એકઠો કરાવીને જીવ બચાવવાનું કામ કરી રહ્યા છે. એ કાંઇ સાધુ ધર્મની નીતિ નથી પણ ગૃહસ્થોની નીતિ છે આ રીતે આજે તો કહેવાતા સાધુઓ સાધુનીતિને બદલે ગૃહસ્થ નીતિનું આચરણ કરી રહ્યા છે. આમાં એવા સાધુઓનો દોષ નથી. કારણ કે એમને શુદ્ધ ચારિત્ર ધર્મનું આરાધન કરવાવાળા આત્મનિષ્ઠ સદ્‌ગુરૂઓનો યોગ જ મળ્યો નથી. જે મળ્યા છે તે ગૃહસ્થ નીતિ વાળા મળ્યા છે તેથી તેમની પાસેથી ગૃહસ્થનીતિને સાધુ નીતિ તરીકે માનીને ગૃહણ કરેલ છે આવી ભુલની આંટી એક કે બે સાધુમાં જ પડી નથી પણ ભલભલા કહેવાતા પૂજાતા અને મનાતા સાધુઓમાં પણ પડી છે. એજ રીતે પા. ૪ જૈન પ્રવચનના તા. ૭–૭–૨૯ના પૃષ્ટ ૯ ઉપર સ્પષ્ટ છે કે „ પ્રભુએ કહ્યું છે કે મુનિઓને આધાકર્મી અને દોષથી દુષિત એવા આહારાદિ કલ્પે નહિ.” આ આજ્ઞા પણ વિચારવા જેવી છે. અત્યારે તો જે ઉપાશ્રયોમાં સાધુઓ ઉતરે છે તે આધાકર્મી નથી તો બીજું શું છે? એવા ઉપાશ્રયીમાં પાટો અને બાજોઠો મૂકેલા છે તે કાંઈ વાણીઆ માટે મૂકેલા નથી પણ સાધુઓ માટે જ મૂકેલા હોય છે. વાણીઆ પૈસા આપીને ચશ્મા લાવી આપે છે; ઇંડિપેન લાવી આપે છે, પોસ્ટ માટે કવર પતાં લાવી આપે છે, કાપડીઆની દુકાનેથી

કાપડ લાવી આપે છે, પગાર અપાવીને શાસ્ત્રીઓને ભણાવવા માટે રોકાવે છે, પારસલ, વી. પી. વગેરે કરાવે છે કે મંગાવે છે. આ સઘળું આધાકર્મી નથી તો બીજું શું છે? આમાં કઈ ચીજ સૂજતી છે? કઈ ચીજ દોષરહિત છે? આવી જાતની આજ્ઞા બહારની કરણીને ધર્મનું આરાધન કરવાની કરણી તરીકે ઓળખાવે એને આત્મચિંતવનની પવિત્ર કરણી સાંપડી જ ક્યાંથી હોય!!! પા. ૯ જૈન પ્રવચન વર્ષ ૧૦મું અંક ૮મો પૃષ્ટ ૧૦૨ તા. ૨૫–૯–૩૮માં વાંચવામાં આવે છે કે "શ્રી જીનેશ્વર દેવના સાધુઓને બહુ આરંભનો તેમ અલ્પ આરંભનો ઉપદેશ કરવાની પણ મનાઈજ છે." શ્રી જીનદેવની આ પવિત્ર આજ્ઞાનો આજે તો છડેચોક ભંગ થઈ રહ્યો છે. આજે તો જૈન મુનિઓ ઉપાશ્રયો, સ્થાનક, ધર્મશાળા, પૌષધશાળા, દેરાસરો, દેરીઓ, પગલાં, પ્રતિમાઓ બનાવવાનો ઉપદેશ આપે છે, એવાંજ કાર્યો માટે નાણું એકઠાં કરાવે છે અને એમાં એકાંત નિર્જરા બતાવે છે. એવા સાધુઓને આત્મામાં આત્માની શોધ કરવાની ચાવી હાથ લાગી નથી, આત્મનિષ્ઠ ગુરૂનો યોગ મળ્યો નથી માટેજ આજ્ઞા વિરૂદ્ધની, આરંભ સમારંભની કરણી કરે છે અને એમાં ધર્મ બતાવે છે. આ સઘળું દયા ખાવા જેવું છે. જૈન સાધુએ વિષય કષાયને આધીન થવું નહિ પણ આત્માનું આરાધન કરવું. જે કોઈ જૈન સાધુ આત્માનું આરાધન કરે નહિ તે વિષય કષાયને આધીન થાય. આવી પ્રવૃત્તિ છદ્મસ્થમાં હરકોઈ જીવમાં ક્યારે જોવામાં

આવે તે કહી શકાય નહિ. પા. ૧૩મું જૈન પ્રવચન તા. ૧૫-૧૨-૨૯ પૃષ્ટ ૨૯૦ ઉપર વાંચવામાં આવે છે કે "ભગવાન મહાવીરનો આત્મા વિષય કષાયને આધીન થઇ સત્યથી ચૂકયો ? તો શાસ્ત્રો પોકારીને કહ્યું, હા, ચુકયા. જૈન પ્રવચન તા. ૧૫-૧૨-૨૯ના પૃષ્ટ ૨૯૦ ઉપર વાંચવામાં આવે છે કે "છદમસ્થ છે ત્યાં સુધી ભૂલનો સંભવ તો ખરો. એ બધાય શ્રી જીનેશ્વરદેવ પોતે સર્વજ્ઞ ન થાય ત્યાં સુધી દેશના નદે." આથી સ્પષ્ટ થાય છે કે છદમસ્થોએ બીજી સઘળી પંચાત છોડીને નિરાંતે આત્મ ચિંતવન કરવું એજ શ્રેયસ્કર છે.

પા. ૧૮ જૈન દયા પા. ૩૨

જૈન પ્રવચન તા. ૮-૬-૩૦ પૃષ્ટ ૨૬ ઉપર વાંચવામાં આવે છે કે "હિંસા, જૂઠ, ચોરી અને મૈથુન એ ચારે પાપને લાવનાર **પરિગ્રહ** છે એ ચારે પાપને વધારનાર પોષનાર **પરિગ્રહ** છે એના ત્યાગમાંજ ધર્મ છે." આ વસ્તુ બહુજ વિચાર માંગે છે. આમાં તો પરિગ્રહનેજ સર્વ અનર્થનું મૂળ કહેલ છે. દેહ ઉપર મુર્ચ્છા હોય તો દેહ પણ પરિગ્રહજ છે. પરિગ્રહનો ત્યાગ થાય તોજ સર્વ અનર્થો દૂર થાય. પરિગ્રહનો ત્યાગ કરવાનું મુખ્ય સાધન આત્મ ચિંતવન છે. આત્મ ચિંતવન કરનારજ પરિગ્રહનો ત્યાગ કરી શકે છે. પરિગ્રહના ત્યાગ વગર શુધ્ધ ચારિત્ર ધર્મનું આરાધન થઇ શકતું નથી. જેઓ શુધ્ધ ચારિત્ર ધર્મનું આરાધન કરી શકતા નથી કે આત્મ ચિંતવન શું છે તે જાણતા નથી તેવાઓજ મોટા મોટા ભંડારો વસાવે

છે પેટી, પટારા, રાખે રખાવે છે ફંડ ફાળામાં સહાય આપે છે. આવી જાતના જીવોને પોતે દેહથી અલગ છે, પોતે દેહ નથી પણ આત્મા છે એવું ભાન સરખું પણ હોતું નથી કદાચ એવી ભાષા બોલે તો પણ તે કેવલ ઉપર ઉપરથી છે.

પા. ૩૦ જૈન દયા પા. ૫

જૈન પ્રવચન તા. ૧૯–૩–૩૯ પૃષ્ટ ૨૯૨ ઉપર વાંચવામાં આવે છે કે "મોક્ષનું દાન એજ મોટામાં મોટો ને સાચામાં સાચો પરોપકાર છે. વિપરિત દાન એ વસ્તુતઃ પરોપકારજ નથી." આત્મ ચિંતવન કરે તે પરંપરાએ સંસાર સાગરને તરીને મોક્ષ પદને પામે છે. માટે મોક્ષનું દાન એજ ખરૂં દાન છે. જેથી જીવ સર્વ દુઃખોનો સદાને માટે અંત કરે અને સાશ્વસ સુખને પામે. બીજાં દાનોથી દુઃખોનો આત્યંતિક નાશ થતો નથી કે સુખોની સાશ્વત પ્રાપ્તિ થતી નથી. માટે તેવાં દાનો તે દાનજ નથી પણ ગૃહસ્થ નીતિરૂપ છે. ખરૂં દાન તો શુદ્ધ ચારિત્ર ધર્મનું આરાધન કરનારા કે આત્મ ચિંતવન કરનારા મહાપુરૂષોજ કરી શકે છે. જે મહાભાગ આત્મ ચિંતવન કરી શકે છે તેજ બીજા ભવ્ય જીવોને આત્મ ચિંતવનનો માર્ગ બતાવીને મોક્ષ પમાડે છે. આજ ખરૂં દાન છે. માટે આ એકજ દાન આદરવા યોગ્ય છે એજ રીતે પુસ્તકાદિનું જ્ઞાન તે ખરૂં જ્ઞાન નથી પણ આત્માનું જ્ઞાન એજ ખરૂં જ્ઞાન છે શુદ્ધ ચારિત્ર ધર્મરૂપ આત્માનુ આરાધન કરીને અનંતા જીવો તરી ગયા છે, તરે છે અને

તરશે. પણ જેમણે આત્માનું ચિંતવન કરેલ નથી અને માત્ર પુસ્તકાદિનું પાંડિત્ય મેળવ્યું છે એ વાતો અનંતા ડૂબી ગયા છે. એને માટે પા. ૩૩ જૈન દયા પા. ૫૩ પ્રવચન તા. ૨૫–૮–૨૯ પૃષ્ટ ૧૦ ઉપર વાંચવામાં આવે છે કે" એજ દ્વાદશાંગીને પામીને પૂર્વે અનંતા આત્મા ડૂબી ગયા, વર્તમાનમાં સંખ્યાબંધ ડૂબે છે અને ભવિષ્યમાં અનંતા ડૂબશે" આતી સ્પષ્ટ સમજાય છે કે સાધુનો વેશ કે વ્યાખ્યાન વાણીથી ભરમાઈ જવું નહિ. જ્યાં શુદ્ધ ચારિત્ર ધર્મના આરાધન રૂપ આત્મચિંતવન છે ત્યાંજ તરવાનો ખરેખરો માર્ગ છે. પણ જ્યાં વિદ્વતા છતાં શુદ્ધ ચારિત્ર ધર્મનું આરાધન નથી ત્યાં. ડૂબવાનો જ માર્ગ છે આ વસ્તુ મુમુક્ષુઓએ વારંવાર વિચારવા યોગ્ય છે.

પા. ૫૩ જૈન સાધુ પા. ૯૭

જૈન પ્રવચન વર્ષ ૯ અંક ૨૭ તા. ૨૦–૨–૩૮ પૃષ્ટ ૨૮૩ ઉપર વાંચવામાં આવે છે કે "પ્રભુની આજ્ઞા મુજબ વર્તવાની તત્પરતા એજ સાચી પ્રભુ પૂજા છે" આથી સમજી શકાય છે કે પ્રભુની આજ્ઞાનું પાલન કરવું એજ સાચી પ્રભુ પૂજા છે. પ્રભુની આજ્ઞા તો નિરવધ કરણી કરવામાંજ છે. જે વડે આત્મચિંતવન થઈ શકે તે નિરવદ્ય કરણી છે. આત્મચિંતવન કરવું કે આત્મામાં આત્માની શોધ કરવી એજ નિરવદ્ય કરણી છે, એજ શુદ્ધ ચારિત્ર ધર્મનું આરાધન છે માટે એજ સાચી પ્રભુ પૂજા છે. જે કરણી સાવધ હોય કે જેમાં સાવધની ગંધ સરખી યે હોય તેવી કરણી કરવાની પ્રભુની આજ્ઞાજ નથી માટે

સાવદ્ય કરણી કરવી અને એને પ્રભુની પૂજા કરાવવી એ તો અજ્ઞાનતાનું મહા પ્રદર્શન ભરવા બરાબર છે. સાવદ્ય પૂજા તો ગૃહસ્થો કરે છે પણ સાધુ કરી શકે નહિ, કરાવી શકે નહિ અને કરતાને રૂડું જાણે નહિ. આત્મ ચિંતવન સિવાયની બીજી સઘળી વસ્તુઓ નિષેધવા યોગ્ય છે. એને માટે પા. ૬૧ જૈન દયા પા. ૭૧માં બાલ બ્રહ્મચારી તપસ્વીજી મુનિરાજ શ્રી કનકવિજયજી મહારાજ મુંબઈ સમાચાર તા૦ ૧૦ આગષ્ટ ૧૯૩૯ના પૃષ્ટ ૧૪ ઉપર કહે છે કે "શરીર મારૂં છે, લક્ષ્મી મારી છે. કુટુંબ મારૂં છે, એ માન્યતા તદ્દન ખોટી છે. જ્યાં વસ્તુની કિંમત નથી ત્યાં સાચો માર્ગ જડતો નથી." આ બતાવે છે કે શરીર આપણું નથી કેમકે આપણે તો આત્મા છીએ, અવિનાશી છીએ અને શરીર તો પર છે અને નાશવંત છે. એજ પ્રમાણે લક્ષ્મી અને કુટુંબનુ પણ સમજવું. જ્યાં આત્મ ચિંતવનનો સાચો માર્ગ મળ્યો નથી ત્યાંજ સઘળાં ફાંફાં હોય છે. જે કહેવાતા સાધુઓને આત્મચિંતનનો મહાપંથ હાથ લાગ્યો નથી તેઓ અજ્ઞાન વશાત્ પોતાનીજ પ્રભાવનામાં પડી જાય છે એને માટે પા. ૮૨ જૈન દયા પા. ૪૫ જૈન પ્રવચન તા. ૧૧-૧૨-૩૨ પૃષ્ઠ ૩૧૦ ઉપર કહે છે કે "જે સાધુઓ પોતાનીજ પ્રભાવનામાં પડી જાય છે તે સાધુ માત્ર વેષધારી છે." આવા નિજ પ્રભાવનાના મોહમાં પડેલા વેષધારીઓ કે ભેખધારીઓ પોતાની પ્રભાવના કરાવવા માટે ધન જોઈએ માટે ધનવાનોની વૈયાવચ્ચ-ખુશામત-કરે છે. એને માટે

સિદ્ધચક્ર તા. ૬-૬-૩૫ પૃષ્ઠ ૩૮૧ ઉપર વંચાય છે કે "સાધુએ સર્વ સાવદ્યનો ત્યાગ કરેલો હોવાથી તે ગૃહસ્થની વૈયાવચ્ચ કરી શકતો નથી." આ તો માત્ર કહેવાની વાત છે. બાકી જેઓ આત્મ ચિંતવન કરતા નથી તેવાઓ ઉપર ઉભા રહીને મકાન, આશ્રમ, દેવલ, ભંડાર, વગેરેને લગતાં સાવદ્ય કામો કરે છે અને કરાવે છે. એવાં કામો પાર ઉતારવા માટે ગૃહસ્થોનાં મોઢાં ખોલાવે છે. આ સઘળા શુદ્ધ ચારિત્ર ધર્મથી ભૂલા પડેલા છે.

જે આત્માનું ચિંતવન કરે છે એટલે કે શુદ્ધ ચારિત્ર ધર્મનું ભગવાનની આજ્ઞા પ્રમાણે આરાધન કરે છે તેજ જૈન ધર્મનો સાચો સાધુ છે. અને આવા પવિત્ર જીવન ગુજારનારા સાધુઓની જે ઉપાસના કરે છે તેવાઓજ સાચા શ્રમણોપાસક કે શ્રાવકો છે. બાકી નામધારી સાધુ અને શ્રાવકોની કશીયે કિંમત જીનશાસનમાં તો નથી.

આ સઘળી વસ્તુનો વિચાર કરીને જે કોઈ ભાઈ જીવ શુદ્ધ આત્માનું આરાધનરૂપ પોતાના આત્માનું આરાધન કરશે તે પરંપરાએ પરમપદને પામશે.

આવો ઉત્તમ સંગ્રહ એકઠો કરી પ્રગટ કરવા માટે ધન્યવાદ ઘટે છે.

તા. ૨૭-૩-૪૧ મુંબઈ, ૧૭૨ હોર્નબી રોડ, ફોર્ટ

# ઉપોદ્‌ઘાત.

(લે. ગોકુલદાસ નાનજીભાઈ ગાંધી, મુંબઇ.)

શ્રમણ ભગવાન મહાવીર પ્રભુએ જે કાંઈ જ્ઞાન પ્રકાશ્યું હતું તેનો અવશેષ દ્વાદશાંગી વાણી રૂપે મોજુદ છે. દ્વાદશાંગીમાંથી દૃષ્ટિવાદ નામનું બારમું અંગ તો સમૂળું વિચ્છેદ ગયું છે. બાકી અગ્યાર અંગો રહ્યાં છે. આ અગ્યારે અંગોમાં વર્તમાન કાળે જે જ્ઞાન વાંચવામાં આવે છે તે મૂળનાં અગ્યારે અંગોમાંનાં જ્ઞાનનો અવશેષ માત્ર છે. તેમ છતાં જે છે તે અત્યારે એમાંજ છે ખરૂં જોતાં જીનશાસનમાં આ દ્વાદશાંગી કહો કે હાલમાં મળી આવતાં અગ્યાર અંગો કહો પણ એમાં જે જ્ઞાન છે તે તો શ્રમણ ભગવાન મહાવીર પ્રભુનું પ્રકાશેલું છે. આ એકાદશ અંગો સિવાયનાં બીજાં સ્થવીર ભગવંતોએ રચેલાં સૂત્રો છે. એને સૂત્રો કે આગમો એટલાં માટે કહેવામાં

આવે છે કે એમાં પ્રકાશેલું જ્ઞાન એકાદશ અંગમાંના જ્ઞાનથી વિપરિત તો નથી જ. એકાદશ અંગો સહિત આવાં સૂત્રો હાલમાં કેટલાક સૈકાઓથી પિસ્તાલીશ મોજુદ છે એમ સ્વીકારાયલું છે. આ પિસ્તાલીશે આગમોના મૂળ પાઠોમાં શ્રી વીતરાગદેવની વાણી ભરેલી છે એમ પરંપરાથી કહેવાતું આવે છે એથી પિસ્તાલીશ આગમો પ્રમાણભૂત કે અસલના વારામાં મૂળ સૂત્રોજ પ્રમાણભૂત હતા અને આજે પણ એમજ છે. છતાં પાછળથી કેટલાક વિદ્વાન મહાપુરૂષોએ આ પિસ્તાલીશ આગમો પૈકી કેટલાક સૂત્રો ઉપર નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા, અવચૂરિ, વગેરે રચેલાં છે. મૂળ સૂત્રો તે વીતરાગ દેવની વાણીરૂપ હોવાથી આપણને સૌને શિર્ષાવંદ્ય છે. પણ મૂલ સૂત્રો ઉપર ટીકાઓ વગેરે રચેલાં છે કે જેને 'પંચાંગી વાણી' તરીકે ઓળખવામાં આવે છે આમાંથી મૂલ સૂત્રો બાદ કરતાં બાકીની વાણી તો છદ્મસ્થોએ રચેલી છે. તેથી વીતરાગ દેવની વાણી જેમ સર્વાંગ સંપૂર્ણ પ્રમાણભૂત છે તેમજ છદ્મસ્થોની વાણી સર્વાંગ સંપૂર્ણ પ્રમાણભૂત ગણી શકાય નહિ. હાલમાં મૂલ સૂત્રો ઉપર જે ભાષ્યો મળી આવે છે તેને સર્વાંગ સંપૂર્ણ પ્રમાણભૂત તો ગણી ન શકાય પણ ભાષ્યો તરીકે સ્વીકારી શકાય કે કેમ એ પણ એક સવાલ છે. સૂત્રોમાં જે શબ્દ રચના છે. એ શબ્દોનું વિશેષે કરીને સમજાવટ કરાવનારૂં જેમાં વિવેચન હોય તે જ ભાષ્ય કહી શકાય. આવી જાનાં ભાષ્યો 'પાણિનિ વ્યાકરણ, યોગ દર્શન, ન્યાય દર્શન, વેદાંત દર્શન, વગેરે ઉપર રચાયલાં

વાંચવામાં આવે છે. એમાં જે સૂત્ર કે શબ્દની ચર્ચા ચાલુ કરી હોય તે તેવા જ સ્વરૂપમાં આગળ વધે પણ વિષયાંતર થઇને કોઈ બંધબેસતી નહિ તેવી નવી વાત ઊભી કરે નહિ. પિસ્તાલીશ આગમો પૈકી જે થોડાંક સૂત્રો ઉપર ભાષ્યો વાંચવામાં આવે છે તે તો એવી જુદી જ રીતે રચેલાં છે કે તેને ભાષ્યો તરીકે સ્વીકારી શકાય નહિ. એને ભાષ્યો તરીકે કહી શકાય જ નહિ. એમાં ઘણી વાતો ભળતા જેવી ઊભી કરીને દાખલ કરી દીધી છે. એવી જ દશા ચૂર્ણિની છે. મૂળ સૂત્રની માન્યતામાં વાંધો ઉભો થાય એવી બાબતો ચૂર્ણિમાં છે. ટીકાકારોએ તો મૂળ શબ્દોને સમજાવવાને બદલે અગડમ બગડમ વાતો કરી દેવામાં ખામીજ રાખી નથી. જુઓને પ્રાતઃ-સ્મરણીય શ્રી કલ્પ સૂત્ર ઉપર વિનય વિજયજી સમય–સુંદર, વગેરે એ ટીકાઓ રચી છે એમાં મૂળ સૂત્ર કે એના શબ્દોનું સ્પષ્ટીકરણ કરવાના નામે કેટલી બધી સૂત્રમાં જે હકીકતજ નથી એવી નવી નવી હકીકતો દાખલ કરી દીધી છે અને ભોળા લોકો પાસે તે વાતો પ્રમાણભૂત બનાવી દીધી છે. દાખલા તરીકે શ્રી કલ્પસૂત્રના મૂળ પાઠમાં કોઇ પણ સ્થળે 'પવિત્ર જીતપ્રતિમાજી' સંબંધી ઈશારો સરખોયે કરવામાં આવ્યો નથી કે આઠ દિવસનાં પર્યુષણ પર્વ હોય તેવી કોઇ સમશ્યા કરી નથી છતાં ટીકાકારોએ 'જીનપ્રતિમાજી' વગેરેને લગતી કેટલી બધી વાતો ઉમેરીને મોટો શંભુમેળો ભરી દીધો છે. શ્રમણ ભગવાન મહાવીર પ્રભુના જીવનચરિત્રમાં પણ કેટલી નવી

ઉભી કરેલી વાતોનું ભરણું કરી દીધું છે. આવી જાતની ટીકાઓ તે ટીકાઓ નથી, આવી જાતનાં ભાષ્યો તે ભાષ્યો નથી અને આવી જાતની ચૂર્ણિઓ તે ચૂર્ણિઓ નથી. છતાં કોઇ પણ ગચ્છના આગ્રહવાળા કે મત મતાંતરની માન્યતા ધરાવનારાઓ આવાં ભાષ્યો વગેરેને વીતરાગદેવની વાણીનાં જેટલાંજ પ્રમાણભૂત ઠરાવવાનો પ્રયત્ન કરે કે આગ્રહ ધરાવે તો તેમને તેમ કરવા દો. ખરી હકીકત એવી છે કે વીતરાગદેવથી કોઈ મોટું નથી અને વીતરાગદેવની વાણી સમાન બીજા કોઇની વાણી નથી. આ પરમ સત્ય તો જેણે પોતાના આત્મામાં પોતાના આત્માની શોધ કરી છે કે તેમ કરવાની પરમ જીજ્ઞાસા જાગ્રત થઈ છે તેજ સમજી શકવાને ભાગ્યશાળી બને છે. જેનામાં ક્ષયોપશમનો ઉદય નથી તે આવી વાતને કયાંથી સમજી શકે !

શ્રી વીતરાગદેવની પવિત્ર વાણીનાં પ્રકાશનાં કિરણો ભવ્ય જીવોની નજરે આવે, તેવા પવિત્ર પ્રકાશને ભવ્ય જીવો પામે, તેનું રૂડે પ્રકારે આરાધન કરે અને કલ્યાણને મેળવે એટલા સારૂ શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરનું, આગમોદ્ધારક જૈનાચાર્યજી શ્રી સાગરાનંદસૂરીશ્વરજી, પ્રસિદ્ધ વકતા કવિકુલકિરિટ જૈનાચાર્યજી શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી વગેરે વર્તમાન જૈનાચાર્યોનાં વચનામૃતોમાંથી દ્વાદશાંગી વાણીના મૂળ પાઠોને અનુકુળ સોનેરી વચનોની તારવણી કરીને આ પુસ્તિકામાં આપેલાં છે તે ભવ્ય જીવોએ વારંવાર વિચારવા યોગ્ય છે.

એમાંથી શુદ્ધ જૈન ધર્મનું સ્વરૂપ સમજી શકાય છે. એથીજ સિદ્ધચક્ર મે ૧૯૩૯ પૃષ્ટ ૩૬૮માંથી તારવી કાઢ્યું છે કે 'ધર્મનો વારસો ન આપનાર પિતા પિતાપણાને નાલાયક છે' એનો ભાવાર્થ એટલોજ છે કે જે પિતા પોતે ધર્મ પામ્યો હોય તેવો શુદ્ધ ધર્મ પોતાનાં બાળકોને ન પમાડે તો તે પિતાપણાને નાલાયક છે. એનો દાખલો લઈ હરકોઈ ભવ્ય પિતાએ પોતાનાં બાળકો અને ભાઈ ભાંડુઓને ધર્મ પમાડવાનો શુભ પ્રયત્ન કરવોજ જોઈએ.

આગળ ચાલતાં કહે છે કે જૈન પ્રવચન વર્ષ બીજું અંક ચોવીશ તા. ૨૯–૩–૩૦માં વાંચવામાં આવે છે કે "મુનિ છ કાયના રક્ષક છે એજ માટે મુનિએ પાટે બેસવાનું છે. છમાંથી એકેને મારવાની સલાહ સાધુથી આપી શકાય તેમ નથી." ખરૂં જોતાં સાધુઓ તો પોતાના આત્માના આરાધનમાં પડયા હોય છે. એમને બહારની દુનિયા સાથેનો સંબંધ છોડી દીધો હોય છે તેથી ત્યાં છકાયની હિંસાને સ્થાનજ નથી, જે સાધુ નામ ધરાવીને શુદ્ધ ચારિત્ર ધર્મના પાલનરૂપ આત્માનું ચિંતવન કરતા નથી તેવા બહિર્દૃષ્ટિઓજ છકાયની હિંસા કે છકાયમાંથી કોઈ પણ જીવની જે કાર્યથી વિરાધના થાય તેવાં કાર્યોની ધર્માદિકના બહાના હેઠળ કે થોડું પાપ અને ઘણું પુણ્ય એવી ઉપજાવી કાઢેલી વાતો હેઠળ હિંસાનો ઉપદેશ આપે છે. આવી જાતનો હિંસાનો ઉપદેશ આપનાર સાધુ તે સાધુજ નથી ઘણા લોકો કે મોટા ધનવાનો એવાને સાધુ તરીકે સ્વીકારી લેતા હોય

તેથી તેવા અસાધુમાં સાધુ પણું ભગવાનની દૃષ્ટિએ આવી શકતું નથી. જૈન પ્રવચન વર્ષ ૮ અંક ૪૨ પૃષ્ટ ૫૪૬ તા. ૯–૫–૩૭માં વાંચવામાં આવે છે કે "સાધુઓ માટે સંયમ જાત્રા ઉત્તમોત્તમ યાત્રા છે." નિર્વાણ માર્ગની સાધના કહે તેજ સાધુ છે. આત્મામાં આત્માની શોધ કરવી કે શુદ્ધ ચારિત્ર ધર્મનું આરાધન કરવું એજ નિર્વાણનો માર્ગ છે. આવી રીતે જે આત્મ ચિંતવનરૂપ શુધ્ધ ચારિત્ર ધર્મનું આરાધન કરે છે તેજ સાધુ છે અને એમનો શુદ્ધ ચારિત્ર ધર્મ કે નિજસ્વરૂપમાં સ્થિરતા એજ મહાસંયમ છે અને એજ મહા યાત્રા છે. માટે સાધુઓ માટે તો શુદ્ધ ચારિત્ર ધર્મનું આરાધન કરવા રૂપ કે આત્માની આરાધના કરવા રૂપજ ખરેખરી જાત્રા છે. બીજી કોઈ જાત્રા સાધુઓ માટે હોઇ શકે નહિ. સંસાર સમુદ્રમાંથી તરીને પેલે પાર કે નિર્વાણપદમાં પહોંચાડે તે યાત્રા છે. આવી યાત્રા તો શુદ્ધ ચારિત્ર ધર્મના આરાધન રૂપજ છે. જૈન પ્રવચન તા. ૩૦–૫–૩૭ પૃષ્ટ ૫૭૦ ઉપર કહેછે કે "સંસાર એટલે દુઃખનો પાર નહિ અને વાસ્તવિક સુખનું નામ નહિ." દેહ છે એ પણ એક સંસારજ છે. જ્યાં દેહભાવ મુખ્ય પણે વરતે છે ત્યાં સંસાર છે અને તેથી ત્યાં દુઃખ દુઃખ ને દુઃખજ છે. દેહભાવ કે જગત ભાવમાં સુખ હોયજ શાનું ! સુખ તો આત્મામાંજ છે. દેહની કે જગતની જંજાળમાં સુખનો અંશ પણ નથીજ. સુખની ઇચ્છા કરનારે દેહ સહિત સકલ જગત જંજાળને ભૂલી જઇને કેવલ પોતાના આત્મામાં પોતાના

આત્માની શોધ કરવી જોઇએ. જે કોઇ આત્માની શોધ કરે છે તેને સુખ સાંપડે છે. સુખ મેળવવાનો માર્ગ નિરવદ્ય છે અને દુઃખ મેળવવાનો માર્ગ સાવદ્ય છે. જેને જે પ્રિય હોય તેઓ તેવે માર્ગે જાય છે. માટેજ જૈન પ્રવચન તા. ૨૫–૬–૩૩ પૃષ્ટ ૭૧ ઉપર કહે છે કે "આત્મા અને જડનો સંયોગ એજ સંસાર અને જડથી આત્માનો વિયોગ તેનું નામ મુક્તિ છે તથા જડ અને ચેતનના યથાસ્થિત સ્વરૂપનો વિવેક તેનું નામ સમ્યગ્દર્શન છે તેમજ જૈન પ્રવચન તા. ૧૦–૭–૩૨ વર્ષ ૪થું અંક ૫મો પૃષ્ટ ૫૮ ઉપર કહે છે કે "ગુરૂ તેજ છે કે જે એ આધિ, વ્યાધિ, ઉપાધિરૂપ સંસારનો ત્યાગ કરી બીજાને તેનો ત્યાગ કરવા સમજાવે છે" આથી સ્પષ્ટ થાય છે કે આત્માનું શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ એજ મોક્ષ સ્વરૂપ છે. આત્મામાં દેહ ભાવ છે તેજ સંસારરૂપ છે. આત્મામાંથી દેહ ભાવ દૂર થાય તો સકલ સંસારનો અંત આવે. આત્મામાં દેહભાવ છે એજ આધિ, વ્યાધિ ને ઉપાધિના કારણભૂત છે. માટે આત્મામાંથી દેહ ભાવનો ત્યાગ એજ ખરો યાગ છે. જેણે આત્મામાંથી દેહભાવનો પરિત્યાગ કરી દીધો છે એજ ગુરૂ થવાને લાયક છે. આવા આત્મનિષ્ઠ ગુરૂઓજ બીજાઓને સંસારની જાળમાથી બચાવી શકે છે. જેના આત્મામાં જગત જંજાળ બળ્યા કરે છે તેવા ગુરૂ થઇ બેઠેલાઓ તો ખરૂં જોતાં શુદ્ધ ગુરૂઓનો દ્રોહ કરી રહ્યા છે. આવા સર્વસંગ પરિત્યાગી મહાપુરૂષોને ફંડે શું ને ફાળાએ શું ! માટેજ

જૈન પ્રવચન તા. ૨૩-૧૨-૩૪ પૃષ્ટ ૩૪૯ ઉપર કહે છે કે 'સાધુથી ફંડ ઉઘરાવાયજ નહિ! જો સાધુથી સાધુથી ફંડ ઉઘરાવાય નહિ તો બીજા ફંડ ઉઘરાવતા હોય તેવાઓને મદદ આપી શકાયજ શી રીતે! આત્મનિષ્ઠ સાધુઓ સદાયે શુધ્ધ ચારિત્ર ધર્મનું આરાધનજ કર્યા કરે. એમણે તો સદાને માટે સાવદ્ય યોગના પ્રચખાણ કર્યા હોય છે ફંડ ફાળો ઉઘરાવવો કે કોઇ ઉઘરાવતો હોય તેમાં ભલામણ કરાવી એ તો સાધુઓને માટે સાવદ્ય કરણીરૂપજ છે. માટે શુદ્ધ સાધુ હોય તે તેમ કરેજ નહિ. જૈન પ્રવચન તા. ૨૨-૯-૨૯ પૃષ્ટ ૧૫૨ ઉપર એમ વાંચવામાં આવે છે કે "બેઘડી પર્યંતના સાવદ્યના ત્યાગવાળો સામાયિકમાં રહેલો દેશ વિરતિ શ્રાવક પણ દુનિયાદારીની વાત ન કરે, પૈસા મૂકવાનું, પાણીનો લોટો ભરવાનું, મહેમાનને માટે ગાદી પાથરવાનું ન કહે." આ બતાવી આપે છે કે શ્રાવકોએ સામાયકમાં કેવલ આત્માનું ચિંતવનજ કરવાનું છે. આત્માનું આરાધન કરવું એજ એક નિરવદ્ય છે પણ બાકીનું દેહ સાથે સંબંધ ધરાવનારૂં બીજાને પાણી આપવું, બીજાને આસન આપવું, બીજાને અનાજ આપવું, વગેરે સાવદ્ય એટલે પાપવાળું કર્મ છે. ત્યાં સવાલ એકજ ઉભો થાય છે કે જે કરણી કરવાથી સામાયકમાં બેઠેલા વાણિઆને પાપ લાગે છે તેજ કરણી કરવાથી સામાયક વગરના વાણિઆને શું ફલ થાય ? આ પ્રશ્નનો ઉત્તર નહિ સમજનારા ઘણા જીવો અને ઘણા કહેવાતા ગુરૂઓ સાવદ્યને નિરવદ્ય તરીકે

સમજી લે છે એથી ધર્મ કરણીમાં મોટો ગોટાળો ઉભો થાય છે અને એથીજ ઘણા જીવો ધર્મ કરતાં ધાડ વહોરી બેસે છે. જૈન પ્રવચન તા. ૧૯–૩–૩૯ પૃષ્ઠ ૨૯૩ ઉપર કહે છે કે અહિહંત પરમાત્માએ પ્રરૂપેલો ધર્મ એજ એક મોક્ષનો ઉપાય છે." આથી સ્પષ્ટ થાય છે કે વીત-રાગદેવની વાણી રૂપ દ્વાદશાંગીવાણીમાં ભગવાને જે આજ્ઞાઓ ફરમાવી છે તેજ મોક્ષના ઉપાય રૂપ છે પણ ભગ-વાનની આજ્ઞાની વિરૂધ્ધ જે કોઈ છદમસ્થોએ નવી આજ્ઞાઓ ઉભી કરી હોય તે મોક્ષના ઉપાય રૂપ નથી અરિહંત દેવોએ તો કેવલ આત્મધર્મ પ્રરૂવેલો છે. નિરવધ કરણી કરવાથી આવો આત્મધર્મ પ્રાપ્ત થાય છે. એમ સ્પષ્ટ ફરમાવેલું છે આત્મામાં આત્માની શોધ કે શુધ્ધ ચારિત્ર ધર્મનું પાલન એજ નીરવધ કરણી છે આ રીતે શુદ્ધ જૈન ધર્મનું સ્વરૂપ ભવ્ય જીવો સમજતા થાય અને શુધ્ધ જૈન ધર્મને આશરે શુધ્ધ સાધુ અને શુધ્ધ ગુરૂના યોગને પામે તો તેમનું પરમ કલ્યાણ થાય એવા શુભ હેતુથી જ આ પુસ્તિકા તૈયાર થઈ છે.

વર્તમાન કાળમાં જીન શાસનમાં અનેક ગચ્છભેદો, મતભેદો અને ક્રિયાભેદો ચાલે છે. એથી જીન શાસનની સ્થિતિ ઘણી કઢંગી થઈ પડી છે. શુદ્ધ જૈન ધર્મ કોને કહેવો તે સમજવું ઘણા જીવો માટે દુર્લભ થઇ પડયું છે. જીન શાસનમાં અનેક નવી નવી બાબતો ઘર કરી રહી છે. પીળો કપડો, પાંજરાપોળો, વરઘોડા વગેરે બૌદ્ધોની અસરરૂપ છે, દિગંબર પણ એ આજીવિક કે ગોશાલકજીના

